નાટ્યોમાં

# શેઠોના શાખા
## અને
# પટેલોનું પોગળ*

સુજનોને સમજવા સારૂ.

બનાવી પ્રસિદ્ધ કરનાર.

**વ્યાસ ત્રીકમલાલ ઈછાશંકર.**

**અમદાવાદમાં.**

બરખાજમાદારની હવેલીમા "શમશેર બાહ

છાપખાનામા સવાઈભા'

શ્રી

## વીનંતી પત્ર.

સરવે ગ્નાતીના નાતીલા ભાઈઓને નમ્રતા પુર્વક વી નંતી કરવાની કે આપણા દેશની ઘણીએક નાતોમાં કુધા- રો કંટાળો ખાવા લાયક પેશી ગયો છે. કારણ કે અસ લના વ્રૃદ્ધ માણસો ઘણા ભોળા હતા. તે વખતમાં બે ચાર લ ડવાડીયા ને કપટના ભરેલાઓ મળી પોતે ઘણીએક ખટપ- ટો કરી શેઠ કે પટેલ થઈ બેઠેલા તેમણે એવા કુધારો ઓ- રી ઘાલ્યોછે કે હાલના વિદ્વાનો અને વિચારવાળાઓનું ઘ ણીજ દીલગીરી સાથે કહેવું થાય છે કે આ કુધારો ટળીને સુધારો કેવારે થશે. જો કદી પોતે સુધારો કરવા ચાહાય પણ કાંઇ એક હાથે તાળી પડતી નથી. તેમ એકલાથી ધારો થતો નથી. માટે સરવે ભાઈઓએ મળી કુળાભીમાન છોડી સુધારો કરવા ચાહાઓ તો સુધારો બને. તેમાં હાલના કુળાભીમાનીઓછે તે લોકો-કુળાભીમાન છોડતા ની. અને છોડે તો તેઓને ઘણુંજ નુકશાન છે પહેલું ગુમાસ્તી આપણા વીના શેઠ શેઠ કહેવાતા મટેછે. બીજું [illegible]રા તથા [illegible]કરીઓના પૈસા ઉપજતા અટકે છે. ત્રીજું

[illegible] અને

નથી. તેવા ભાઈઓ ભેગા થઈ સુધારો કરશો એવી આશા છે. આ બુક વાંચી મનમાં દ્વેશ લાવવો નહી કારણ કે કરતા પુરૂષે દ્વેશ રહીત કરી છે. ને કરવાનું કારણ નાતોમાંથી અનીતી ટળી નીતી થાય. આ કહ્યા છતાં જે માથે ખેંચી લેશે તેજ આ કર્મ કરતા હશે એમ જાણીશું.

## ધારતી પત્ર.

આ પુસ્તક રચતી વખતે મને કુળાભીમાનીઓએ ઘણીક ધમકી દીધી પણ તે ધમકી નહી ગણતાં ખરી બીના જાહેર કરવા આ પુસ્તક રચ્યું છે.

## અરપણ પત્ર.

શેઠ સટોરસા, પટેલ પેટભરસા તેમને આ બુક અરપણ કરૂછું. બીજા મહેરબાન ભાઈઓને આ ચોપડી તીખાં તીખાં મરી રૂપી આપુ તે ફાકીને જાગ્રત થાઓ. કારણ કે સરવે ન્યાતીલા ભાઈઓમાં શેઠોની સરદી પેશી ગઈ છે અને પટેલોનો પાસ લાગી ગયોછે માટે સાબુ રૂપી ચોપડી વાંચીને પાસ લાગી ગયેલો તે ધુઓરે ધુઓ. વાય નહી તો પોકરણ લ્યો. મચમચાવાય નહી તો સુ[illegible] લ્યો. [illegible] નહી તો આંખરૂ [illegible] ધુઓ.

બીજો બોલ્યો. શેઠને પટેલ એવું શું કરતા હશે કે એમના નામની સઘળી નાતોમાં નીત પોકો પડે છે. એટલે પાસે ઊભેલો શેઠ બોલ્યો. હાય હાય શેઠોના સત્યાનાશ અને પટેલોનો પરીવાર કહાડવા કેમ બેઠાછો નાતીલો બોલ્યો નારે બાપ તમારૂ સત્યાનાશ અને પટેલોનો પરીવાર અમે શું કામ કહાડીએ. પરમેશ્વર કહાડશે; પણ શેઠ સાહેબ અમોને તમો એક સરખી જાતના મનુષ છીએ તેમ છતાં, તમો શાં શાં પ્રરાક્રમ કરતા હશો કે તમોને સરવે શેઠ શેઠ કહેછે. શેઠ બોલ્યો. ભાઇ અમારા પ્રાક્રમ સાંભળવાં હોય તો ચીત રાખીને સાંભળો.

## પેહેલું.

અમે નાતમાં લડીએ, ગરીબને બહુ નડીએ;
નબળા કામમાં પડીએ, ઘાટ બધાનો ઘડીએ.
ધારીએ તેને છડીએ, દાનત દાળને દડીએ;
આઠા વીના રડીએ, ત્યારે નાતને કનડીએ.

## બીજું.

ડોળો દેખાડી ખાઇએ, સોદાના સાથી થઇએ;
ગરીબને ધમકી દઇએ. નબળાને ચાંપીએ દઇએ.
છાની લાંચો લઇએ, અજમો બધું ગ્રાસ ...

લોકમાં સારા કહીએ, સ્વારથ હોય ત્યાં જઇએ.
સૌને મળતા રહીએ, ગળે છરી વહીએ.

## ત્રીજું.

અમે પાકા પડપંચ વાળા, હાથમાં રાખીએ માળા;
કરીએ પ્રમાણીક ચાળા, લઇએ ગર્થના ગાળા.
અમે શેઠ એવા રૂપાળા, અમને પુછે સૌ કે સાળા.

## ચોથું.

અમે નીંદા સાની કરીએ, પાપે પેટ ભરીએ.
ગ્રહસ્થ જોઇ ન ડરીએ, અદેખાઇમાં મરીએ.
ફુલાશોમાં ફરીએ, લાંચ્છને ન ડરીએ;
છોકરીની છત હરીએ, કન્યા દે તેટલી વરીએ.
ધાક કોઇની ના ધરીએ, અમને સંગરે નહી શ્રી હરીએ.

નાતીલો બોલ્યો. વાહ વાહરે શેઠ વાહ! સાબાશ છે શેઠ સત્યાનાસીયા, પ્રમાણ છે પટેલ પાપીયા, હું તો તમાર છટા સાંભળીને એવા ખુશી થયો કે તમારા રોગ પૈસો પુંજી, બાળ બચ્ચા,, કુટંબ પરીવાર લઇને મરી ઉ. ને તમે સો વરસના થાઓ. અને ખાટલે પડ્યા ઓ, એટલો અમારો આશીરવાદ છે. શેઠ બોલ્યો ભા નથાસ્તુ: નાતીલો બોલ્યો, શેઠ સાહેબ બારીસ્ટરને બારીસ્ટર આરૂ ડગલો હોયછે. જજને જજપણાની

નીશાની સારૂ ઝભો હોય છે અને તમારી પાસે શેઠ ઇપણાની કેમ કાંઈ નીશાની નથી. શેઠ બોલ્યો ભાઈ ઇશ્વર આંધળોછે, પરમેશ્વર પાંગળોછે નારાયણ નઓદીઓ છે, અંબાજી ઊંધી છે. મહાદેવ મુરઓછે અને બ્રહ્મા બાખા રોછે કે અમોને બીજા બે પગ અને એક ચમર આપ્યું નહી. પણ ઠીકછે કોકવાર અમને એ દેવ લોક મળશે તે દહાડે એમની વાત છે. નાતીલો બોલ્યો. વાહરે શેઠ શું તમારાથી દેવલોક ડરીને નાસશે? શેઠ બોલ્યો હા ભાઇ હા. જુંડાથી જુતે નાસે અને ભંગીઆથી બ્રાહ્મણે નાશે, તેમ અમો ડાંડથી દેવ નાશે. તેમાં તે શું. દેવના બાપે નાસે. નાતીલો બોલ્યો વાહરે નઓદીય શેઠ તમે તો મરશો ત્યારે કેવાએ કુટાશો શેઠ બોલ્યો ભાઈ હમારી કુટણીઓ કુટાશે તેનું સાંભળી લે.

## હાય હાય હાયરે સેઠીયા.

## હાય હાય.

હાય પટેલીયા, હાય હાય. હાય પંચાતો, હાય હાય.
હાય કરતા તે, હાય હાય. હાય કોણ કરસે; હાય હાય.
હાય ગરીબને, હાય હાય; હાય કનડતા; હાય હાય.
કોણ કનડસે, હાય હાય; હાય છોડીઓના હાય, હાય.
રૂશ્વત લેતા, હાય હાય; તે કોણ લેશે

ભાઈ આવી આવી જાતનીતો અમારી ઘણીજ કુટણીયો કુટાસે કારણ કે. અમે શેઠ. માટે અમે કોઇને ત્યાં સમસાન. રોવા કુટવા કે તેના ખરચ ખુટણમાં જઇએ નહી. પણ અમારે ઘેર સરવેને મેહેનત મજુરી તથા રોવા કુટવા આવવુંજ પડે. નાતીલો બોલ્યો. વાહ શેઠ. હવે તમો અમારે ઘેર નહી આવો પણ અમે તો તમારે ઘેર નીત્યાન રોવા કુટવા બારમા તેરમાં રાંધવા કામ કરવા આવીસું, શેઠ બોલ્યોઃ ભાંઈ અમારી શેવા ચાકરી કરી અમને મળતા રેહેસો તો તમારૂ નામ કોઇ દેનાર નથી; ન્યાતીલો બોલ્યો, વાહરે ઉછેદીઆ સેઠ વાહઃ હા હા હા હા હા હા હા હા હાઃ એવી રીતે નાતીલાને હસતા જોઇને. શેઠ બોલ્યો; અલ્યા તમે મારી મશ્કરી કરોછો. નાતીલો બોલ્યો, નારે શેઠ ના; હું તે તમારી મશ્કરી કરૂ. મશ્કરી કરે કાછીયો કે પઠસો લે, અને વંતાક દે.

શેઠ બોલ્યો. ત્યારે તો ઠીક. તમે મશ્કરી નથી તા, તો હવે અમારી બધી કાળીગરી કહુ; નાતીલો લ્યો, કોહો શેઠ કો. સેઠ બોલ્યો, અમારા કાળજામાં ૦ પેટમાં પાળી. મોહોમાં મીઠાસ, આંખમાં ઝેર હૈયામાં ળીઃ પગ અવળાઃ એવી એવી અમારી કાળીગરીયો તે ના- ...ને માલુમ પડે નહી. કારણ કે નાતના

તમામ લોકો હાથળા ને હયાના ફુટલ છે. નાતીલો બોલ્યો. સેઠ તમો આંધળાને હૈયાફુટેલ કોહોછો તે મારા મનાવા માં આવતું નથી. શેઠ બોલ્યો, જો ભાઈ તેમ ન હોય તો અમે કોઇને ગુમાસ્તી આપતા નથી તેમ અમો ઘરના પૈસાદાર કે ખાતા પીતા પણ નથી, તેમ છતાં અમોને સરવે શેઠ શેઠ કહે છે; અને અમારી રાંડો થઇને રેહેછે. નાતીલો બોલ્યો, શેઠ સહુને તો રાંડો કેમ કેહેવાય; શેઠ બોલ્યો: જો ભાઈ રાંડો ન હોય તો અમે જે વાતની બંધી કરીએ તે બંધી ને છુટી કરીએ તે છુટી; એમ ચાલેજ નહી; અને તેમ ચાલે છે માટે સરવે અમારી રાંડો રાંડો ને રાંડો. નાતીલો બોલ્યો વારૂ શેઠ, હવે હું નાતીલાઓને ઉશ્કેરણી કરીસ એટલે તમારા સામા પડસે શેઠ બોલ્યો; અમારા સામા પડશે તો. સામા પડવાની ઓ ભુલાવવાનો અમારી પાસે અસ્ત્ર છે: નાતીલો બોલ્યો; તમારો જે અસ્ત્ર હોય તે કહો; શેઠ બોલ્યો, જે ધણી સામો થાય તેને ધમકી દેઇએ અથવા લલચાવીએ અથવા સરમાવીએ. અથવા માન્ય દેઈ ઉંચા ચઢાવીએ ને અમારા વસમાં રાખીએ તેમ છતાં વસ રહે નહી તો તેના ઘરનાં બઇરાંઓની સાથે આડા અવળો ગમે તે સંબંધ કહાડીને શગબણુ બતાવી અને સામા થનારની માને અથવા બેહેને

અદાવીએ ને સામા થનારની સાથે લડાવીએ ને તેવા ઘ
રમાં કળેશ કરાવીએ; એટલે તે ધણી ઘરનાકળેસથી કંટા-
ળીને અમારો તંત મુકી દેઈ અમારા વસ્યમાં રેહે, ન્યાતી
લા બોલ્યો. શેઠ સાહેબ તમે તેને લલચાવો; ધમકાવો મા
ન્ય આપો; તેના ઘરમાં કળેસે કરાવો. પણ જે ખરો પુરૂ
ષ પુરૂસાતણુ વાળો હોય તે તો વસ થાયજ નહી. શેઠ બો
લ્યો ભાઈ પુરૂષાતણુવાળા હોયતો અમે રાંડો કહીએજ નહી.
નાતીલો બોલ્યો વાહ શેઠ સાહેબ હવે મને તમારા સરવે
ગુણ માલમ પડયા. માટે હવે હું સરવે નાતીલા લોકોને
ચેતવણી આપવાને, આ વીસે ચોપડીયો બનાવીને છપા
વીશ શેઠ બોલ્યો. જા જા છપાવજે નાતવાળા અમને શેઠ
પટેલને શું કરનાર છે;
નાતીલો બોલ્યો સરવે નાતીલાભાઈઓ સંપ કરીને તમા
રી શેઠાઈ કહાડી નાખસે શેઠ બોલ્યો; અલ્યા તું તેવી
આસા રાખીસ નહી, ઊલટા તને ચોપડીયો બનાવ્યા સારૂ
ગાળો દેસે, નાતીલો બોલ્યો, હું ખરી વાત સમજવા જે
વી છપાવીસ તેમાં તે સું ગાળો દેશે; શેઠ બોલ્યા અલ્યા
નાતના તમામ લોકો અમારા ગુલામ જેવા તેથી તેઓ
અમારૂને અમારૂ તાણસે, અને અમને વાહાલા થવા સા
રૂ તને ગાળો દેસે; નાતીલો બોલ્યો; જે આદમી અકલ
નો ઓછોને હેયાનો ફુટેલ હસે તેજ મને ગાળો દેસે સમ
જને શીવકી હસે તેતો મને જસ આપસે; માટે જરૂ
ર છુ ને છુ.

# નાત્યોમાં સેઠોના શાખા.

દોહરો.

લખતાં લહીયો નીપજે, ભણતાં પંડીત હોય;
લડતાં શેઠજ નીપજે, કુળના પુછે કોય.
એમ બન્યાછે શેઠીયા, કોઈ પણ ન્હો મુળ;
કુડ કપટ ટંટા કરી, ઠેરવી બેઠા કુળ.
વાંચી શીક્ષા વળસે તે ચાતુંર ગુણ જાંણ.
મ્રતીકા ભીજી જસે. નહિ ભીજે પાસાણ.

# કેલઈઆનો રાગ.

રાહડો.

ઈ કોઈ કુળ ન જોસોરે, જોઈને છેવટ રોસોરે; ટેક.
ઘણોક ગજબ છે ગુજરાતમાં, સાંભળજો સહુ રીત?
વાંચીને વળી વાળો સીખામણ, ઇછજો આપનું હીત.
ભાઈ૦ ૧

નાત્યો જાત્યોમાં વડી વાતો. કહી બતાવે કુળ;
પટેલ થઇ પંચાતો કરે પણ, ઘરમાં ખાવાની ધુળ.

સહુપર કરે સારી સેઠાઈ. વીખાણે પરીવાર;
શેઠનું નામ ધરાવતા મુઆ, હોય ઘણા દેવા દાર.
ભાઈ૦ ૩

લેહેણદારો ઘેર લાંઘવા બેસે, લુગડાં ખુબ ખેંચાય;
નાત જમે ત્યાં મોહોટા ભા થઈને. ઘુમતા ઘુમતા જાય.
ભાઈ૦ ૪

લાંબા હાથ કરી કાડે ધાંટા, દાખવે સૈ સંગ દ્રોહ;
છટક્યા વટ્યાનો રોફ જોઈને, મુરખ પામે મોહ.
ભાઈ૦ ૫

મુઠ કહેકે કરતો હરતો, નાતને જાતમાં એહ;
બોલતો ચાલતો ને ડંડ લેતો, માટે કુળનો તેહ.
ભાઈ૦ ૬

એમ જાણીને દીકરીઓ દે, આપે પહેરામણીપુર;
તોપણ કુલીન કાડે વાંધો, દેખાડે નબળુ નુર;
ભાઈ૦ ૭

સાસરે ખાસડે મારીને ખાપે, બતાવે બહુ નોક;
સાસુને સપડાવ્યા કરે, તારી છોડીને બાળીશ શોક.
ભાઈ૦ ૮

આંખના આંધળા હૈયા ફુટેલા, ધણા મળે દેનાર;
એ ઘેર જાશે શેઠાણી થાશે, એવુ ગણે ગુમાર.
ભાઈ૦ ૯

આસરવાસો લઇને સાસરે. કુળવંતા ઘેર જાય;
ઓરવા ઓરવા શંખ નારાયણ, બહાર ઘણી ઝુલાય

ભાઇ૦ ૧૦

પરણ્યા પછી શું કરે પાપણી, નકટાનું પરમાણ;
બીજાને નાક કટા કરવા, કુળના કરે વીખાણ.

ભાઇ૦ ૧૧

છેડા વાળીને છાની રૂએ, પેલા ભવનાં પાપ;
અરેરે ભુખડુને ઘેર દીધી, મરજો માને બાપ;

ભાઇ૦ ૧૨

તમાચે રાંડ રાતુ મ્હો રાખે, પ્હોળે પલાંઠે ખાય;
વાત કરંતા નળીયા જેવડું; નાકજ ફુલી જાય.

ભાઇ૦ ૧૩

કુળવંતાને કો નહી કહેનાર, માટે કરે ગમે તેમ;
રળે નહી ને રાંડને ઝુડે, વ્યસન ઊપર પ્રેમ.

ભાઇ૦ ૧૪

માગીને પેહેરે ઘાટ ઘરેણાં, ગ્રહસ્તાઈ કાંક દેખાય.
નાતમાં બીજાના પઇસો દેખીને, પેટ પાસુ બળી જાય.

ભાઈ. ૧૫

શેઠથી જાદે પેહેરી હોડીને, આવે બીજા લોક,
તો સેઠની આંખમાં આગ ઉઠે, ઊપજે હૈયામાં ~

હાલના કુળમાં કેટલાં લક્ષણ, વિખાણું વૈભોગ.
નીરધન કદ્રુપ અભણ ગાંડા, વ્યસનને વળી રોગ.
ભાઇ૦ ૧૭

ધરડો ગુણ હીણોને નપુંસક, કુળમાં એવા વર.
માગી તાગીને ખાય કણકીયું, ભોગવે ભાડાનાં ધર.
ભાઇ૦ ૧૮

પેરી રખાવીને તેલ ઘા જઈનું, ચોળી બનાવે તાલ;
કકડીપાન ચુનોને કાથો, માગી મોઢું કરે લાલ.
ભાઇ૦ ૧૯

ચોટલી કપાવી બાબરી રાખે. મુછો વાંકી વાળે છેક;
બનગી તાણેને પાસે ન મળે, વાલની વીંટી એક.
ભાઇ૦ ૨૦

કદી કો ઠેકાણે મરદાઈને રૂ ૫૦ ગુણવાનને ધનવાન;
ની રોગી નીર વ્યસની ડાહ્યો, જવાનને વીદવાન.
ભાઇ૦ ૨૧

સઘળી વાતનું સુખને સાર. હોય સગુ સંન્યાય;
તો પણ હાલના કુળવંતામાં, અધ્રમને અંન્યાય.
ભાઇ૦ ૨૨

ગમે તે પણ જાણવી ખામી, કાહાડી મુકયોછે વરાડ;
તેવો ઉંચો હોય તો પણ, ઉંટનાં વાંકાં હરાડ.
ભાઇ૦ ૨૩

પણ તે ઉંચા થએલાની, કસુર નથી જાણાતી લગાર;
ગર્ધવ સરીખા ઊપરા ઊપરી; કંન્યાઓના દેનાર.
ભાઈ૦ ૨૪

એટલે તે ગેડીયા થઇ બેઠા, કાટયા વીના રેહે કેમ;
માટે આખી દુનીયાં સમજીને, કુળનો ટાળો વ્હેમ.
ભાઈ૦ ૨૫

કુળવંતા કરે નાગી બડાસો, ઊંચાનો વાદ ન થાય;
એવી એવી ફુલાસો મારીને, સરવેને ધુતી ખાય.
ભાઈ૦ ૨૬

એવા ધુતારાને દીકરી આપે, મા બાપો મુંઢ લોક,
ઉંચા ઊંચા તે સાના ઉંચા, ઉંચી તો ઉંટની ડોક.
ભાઈ૦ ૨૭

સું સમજી સહુ ઉંચા કહોછો, ઉંચાતો જુગમાં ઝાડ;
તે કરતા પણ ઊંચા કહોતો, વન વગડાના તાડ.
ભાઈ૦ ૨૮

માટે ઉંચા નકામના જાણો, છાંડોને ચંડાળ ચાલ,
દામ દેઈ દીકરી દેસે તેને, થાસે સોકનું સાલ.
ભાઈ૦ ૨૯

ગેઠીઆ પાસે પઇસો ખુટે, લુટે ઘરની નાર;
તેમ ન મળે તો બીજી વેળા, પરણવાનો વીચાર.
ભાઈ૦ ૩૦

પરણવાથી આવે પહેરામણી, કહો તેને શું દુખ;
વરસ દહાડાના ટાણા જમેને, વેડેલી ભાગે ભુખ.

ભાઇ૦ ૩૧

તેમ કરંતા દીધેલી દીકરી, ને પેટ દીકરી થાય;
પાઘડીએ ને ઘાઘરીએ ધુંજા, પૈસા માટે વેચી ખાય;

ભાઇ૦ ૩૨

તે દીકરી વેચવાથી નાતીલાને, જોએ ઊંડે દન ચાર;
પછી પાછા પહેરામણી સાથે, દીકરી દે બીજી વાર.

ભાઇ૦ ૩૩

કૈંક ઊંચા થવા શેઠીઆને, ઘેર કરેછે વેઠ;
વગર પૈસે બને ગુમાસ્તા, કહ્યા કરે શેઠ શેઠ.

ભાઇ૦ ૩૪

ઘણાંક શેઠના છોકરાંઓને, બકાવી શીખવે ગાળ;
એમ વહાલા થઇ શેઠ થવું હોય, તો વોઇ આવો કપાળ

ભાઇ૦ ૩૫

શેઠ થવા છોકરાંને છકાવે, રમાડે લોકના ઝુંડ;
ઘણાક તેડીને નાત્યોમાં ફરે, તેથી તે કેવા મુંઠ

ભાઇ૦ ૩૬

પીરસવા રહે શેઠનાં છોકરાં વગીયાં કરે અપાર;
તેથી સામી કોઇ કહેવા જાયતો, વઢવા થાય તૈયાર.

ભાઇ૦ ૩૭

તેના સામા કોઈ વઢવા ઉઠે, તો શેઠ કરે વીચારઃ
નાતમાં નીચો તે સું સામુ બોલે, મુકીદો નાત બહાર.
ભાઈ૦ ૩૮
વઢયાને વકે સોબે નકીતો, લાંચ્છન મુકે કાંક;
સાચી જુઠી જુગતી લગાવી, પાડે ડંડનો આંક.
ભાઈ૦ ૩૯
તેમાં ખરે ન્યાયે કોઇ ન બોલે, શેઠ થકી સરમાય;
શેઠની છાંયામાં શેઠ થવાને, હુંકારો દીધે જાય.
ભાઈ૦ ૪૦
એવા ઊંચા અગ્નાની ઘણા છે. દોરાય ડોળાંની જાત;
એમ કરે કાંઈ કુળ વધે નહી, ધ્યાંનમાં રાખજો વાત.
ભાઈ૦ ૪૧
લોકને ડંડી ભરે ઘેર દાંણા, નાત્ય જાંણે જમે થાય;
ડંડનું મોહોઢું કોઈ ન દેખે, હીસાબ લે. જમરાય,
ભાઈ૦ ૪૨
વા એવો અનરથ કરીને, ચલાવે ઘરબાર;
.સાર સાંભળી સમજે નહી તે, મુરખનો સરદાર.
ભાઈ૦ ૪૩
ાસો લોકતણો લે આઓ, હરામનું હરી ખાય;
. પાપનો પોટલો વધે ત્યારે, મુળ સમુળ જાય.
ભાઈ૦ ૪૪

શેઠ સાથે ફરનારા ફોગટ, મશાલના ઝાલનાર;
તે તેમનું ને તેમનું તાણે, ખર તણા અવતાર.
ભાઈ૦ ૪૫

શેઠ વીના બીજા કોઇ પીરશે, જમણુ શાક કે કુર;
શેઠ પટેલોના મોઢા સામુ જોઇ, ભાણા ભરે ભરપુર.
ભાઇ૦ ૪૬

છેલ્લાઇમાં શેઠ મોડા પધારે, પંગતમાં ખાય ભાવ;
પછી જમે તો થાય પોતાને, પતરાળાંનો બચાવ.
ભાઇ૦ ૪૭

ઉપર રહી જાદે ખરચાવે, પારકા પનોતા થાય;
પોતાના ટાણામાં ટુંટીયાં વાળે, ખરચે કરી હાય હાય.
ભાઈ૦ ૪૮

બાજાને મહેણાં મારી ચડાવે, ખરચી કરો ખુલાસ.
પોતા જેવો ભાખ માગતો કરે, ત્યારે હઇયામાં હાસ;
ભાઈ૦ ૪૯

દ્રવ્યવાળાને મરમે કહે, દેડને તાં ધન હોય;
પણ તે નાતને જમાડી ઘો, ત્યારે જાણે સૌ કોય.
ભાઈ૦ ૫૦

એમ કહીને દાઝે બળંતા બોલે કડુઆ બોલ;
શેઠ થઈ ખરચે નહી ચોવટુ, તો તે બોલ્યા ખર તોલ;
ભાઈ૦ ૫૧

ઘેર આવ્યું ટાણું સર્વ કરેછે, સુખે ભરેછે પેટ;
સહુના સરખું તે વાવરેતો, જુતીદાસનો શેઠ.
ભાઈ૦ પર

પાંચ લફંગા ભેળા મળીને, ભેળવે પોતાની નાત;
પગ બાંધીને ફાકે તમાકુ, પારકી ડોહોળે પંચાત.
ભાઈ૦ ૫૩

જ્યાં ત્યાં ઘર ભરવાનું કારજ, બેસે થઇને ઇંદ્ર;
પરના ભડાકા મારે તડાકા, છુપાવે પોતાનું છીદ્ર.
ભાઈ૦ ૫૪

શેઠીઆ કોઈ સફાઈમાં બોલે, કોઈ કરે ઘાંટા ઘાંટ;
ખરેખરા જાણે લક્ષાધીપતી, નાખે લાવી આડા આંટ.
ભાઈ૦ ૫૫

જેને ને તેને કનડ્યા કરે, એ શેઠનો રોજગાર;
તો કરાવે દેવાં કરાવી, નહીતો મુકે નાત બહાર.
ભાઈ૦ ૫૬

કનું છોકરૂં આડું બોલે તે, વાયે ભીડયું જાય;
જાનું છોકરૂં સેજ બોલેતો, પીંછાનું પારેવું થાય.
ભાઈ૦ ૫૭

આ એવા એવા અધર્મી શેઠો, કેમ ન કોપે નાથ;
સરકારને પણ અરજ કરૂછું. નાતોમાં ઘાલવો હાથ.
ભાઈ૦ ૫૮

ફુલાવી ફુલણુને ખરચાવે, ખુશીથી ઓતરી ખાય,
છેવટ તે ફુલેલા ભાઇના, કેવા ફજેતા થાય.
ભાઈ૦ ૫૯

ઘરબાર હોય તે ગીરો મુકે, મુકે સારા સાણગાર;
તે ન હોયતો ખત ખાતાં લખે, જશ લેવા ઘડી ચાર.
ભાઈ૦ ૬૦

દેવું કરીને ખરચી નાખે, એવે આવે મંદવાડ;
વઈદ વારૂમાં જોઈએ નાણાં, ઓદ દેવાના ખાડ.
ભાઈ૦ ૬૧

ખાડ મુદતે પુરાય નહી તો, લોકો લાંઘવા જાય;
ફુલેલાની ફજેતી ફંદાવા, ફરીઆદો બહુ થાય.
ભાઈ૦ ૬૨

હુકમ લાવીને લેહેણદારો, પૈસો પુંજી કરે જપ્ત;
તોપણ પુરૂ થઇ શકે નહી, લેનારો ન થાય તૃપ્ત.
ભાઈ૦ ૬૩

છેવટ હુકમ કેદનો લાવી, ફુલણુનુ કાંડુ સાય;
જમત જમાડયાના જુએ ફજેતા, પધારે મંદીર ?
ભાઈ૦ ૬૪

એકલા કોટડીમાં પડી રહે, એળે વહે અવતાર;
નાતો જમાડી જસ લીધેલા, તેના ફરે વીચાર.
ભાઈ૦ ૬૫

અરેરે ફુલ્યા ને ભવ ભુલ્યા, કો ન મળે મુજ પાસ;
બઢાવ્યો શેઠ પડાવ્યો હેઠે, જાજો સત્યાનાશ.
ભાઇ૦ ૬૬
મારે શીખામણ શેઠ પટેલની, તેમાં ન દેવું ધ્યાન;
શેઠ સગાથી સુખ ન મળે. થઈ જશો હેરાન.
ભાઇ૦ ૬૭
કેવા શેઠ ને કેવા પટેલ, કેવા એ ઉંચા ઢીંગ;
જેવા આપણુ તેવા તેછે; શાં એમને શીરસીંગ.
ભાઇ૦ ૬૮
નઠારી દાનત નઠારાં લક્ષણુ, નીરબળ ને નીરધન;
નીચાં કર્મને નીચું બોલવું, નીચાં નીચાં વ્યસન.
ભાઇ૦ ૬૯
નઠારાં દેદાર નઠારી નીંદ્યા, નઠારૂ કસ્યાનો પ્રેમ.
ઉઘાડી ઉઘાડી આપ્યું છે સઉને, તો નહી સમજો કેમ.
ભાઇ૦ ૭૦
..કરી દો તો જોડ જોઈ દો, કોઇ ન જોશો કુળ;
જેથી કન્યા કુઆમાં નાખે, તેનું જશે જડામુળ.
ભાઇ૦ ૭૧
કેવી રીતની જોડી જોવી, તે કહુ આગળ વાત;
આ બીનાથી મને શેઠ શેઠાણી, બાંડીને પાડશે ભાત.
ભાઇ૦ ૭૨

પણ મને જેહ ભાંડે, તે ભુંડી, ભાંડે ભુંડો જેહ.
ખર કહેતાં ખાર આવેતો, પડજો તેને દેહ.
ભાઈ૦ ૭૩

એકજ નાતને કહ્યું નથી આ, સૌ નાતને છે શીખ;
કુળ જોઈને દીકરી દે તે, દીકરી માગશે ભીખ.
ભાઈ૦ ૭૪

અકલના હાલ ઓછા લોકો, નથી તપાસતા મુળ;
લડે વઢે ને ઢોંગ કરે, એવા ને કહેછે કુળ.
ભાઈ૦ ૭૫

દ્રવ્યવાળો ને હોય રૂપાળો, ચાતુર બુદ્ધીમાન;
વહેવાર વીવેક વીદ્યા ભણેલો, તે જાણવો કુળવાન.
ભાઈ૦ ૭૬

કપરો ભાયગશાળીને ડાહ્યો, જોઈને દ્યો કન્યાય;
તેનાણુ હાલના કુળમાં દેશે, તે શી કરે અન્યાય.
ભાઈ૦ ૭

નહી સુખ સ્વામીના રૂપને રંગનુ, નહી ખાન પાનનુ
પહેરવા ઓઢવા ન મળે તારે, સીએ નચાવવાં ને
ભાઈ૦

પોતા પ્રમાણે પાઉ ન હોયતો, અબળા બહુ અક-
ળાય ત્યાં લગી વેઠ્યા કરે પછી, છેવટ નીસરી જા-
ભાઈ૦ ૭૯

બજારમાં લેવા જાય ઉધારે, કોડી ન ધીરે કોએક;
તેવાને શેઠીઆ થાપી બેસાડ્યા, બળ્યો એ વાંકો વીવેક.
ભાઈ૦ ૮૦

શેઠને પટેલના પડપંચો, કોઈથી નવ કળાય;
ત્રણીતને ચીરવો હોય ત્યારે, વઢી મરે માંહીમાંય.
ભાઈ૦ ૮૧

એક રહે શેઠ સામી બાજુમાં, બીજો ત્રણીતમાં જાય;
ત્રણીત જાણે કે શેઠ છે પક્ષે, હવે બીજાથી શું થાય.
ભાઈ૦ ૮૨

પછી સામા સામી શેઠીયા બાઝે, ગાજે આડો આંક;
ત્રાણીતને છેક નાક ચડાવી, પક્ષવાળો થાય રાંક.
ભાઈ૦ ૮૩

ત્રણીતને કહે શું કરીએ ભાઇ, નાતથી પામ્યા હાર.
થોડો ઘણો પણ ડંડ આપો, નહીતો જાશું વરણ બ-
હાર. ભાઈ૦ ૮૪

લાંણો શેઠી કપરો માટે, એને છાંની વો લાંચ.
તો નહી સમાધાન થવા દે, ચાલશે મોટી આંચ.
ભાઈ૦ ૮૫

એમ પાસે રહીને પગ ભાગે, તે નહી મુદને ડાઘ,
વહેલા શેઠીયા એકના એકજ, થૈને વેંચી લે ભાગ.
ભાઈ૦ ૮૬

મુરખ માણસ ભેદ ન જાણે, ભાઇ કહે મેળવાય;
પાંચ પચા વાર થપડો વાગે, તોએ વળગતા જાય.
ભાઇ૦ ૮૭

હરતે મોઢે શેઠ બોલાવે આવો ફલાણા લાલ;
પંચમાં બેસી ફલાણાને ડંડો, કહી ઝલાવે મસાલ.
ભાઇ૦ ૮૮

એટલે અભાગીઆ અગ્નાની, ફુલી ફાળકો થાય;
અહો મને માન્યો શેઠ લોકે, ધારી કરડવા ધાય.
ભાઇ૦ ૮૯

શેઠ ચડાવે ને જેમ લડાવે, તેમ લડી મરે આપ;
બીજે દહાડે પછી ભાવ ન પુછે; બોલાવે ન કોઇ બાપ.
ભાઇ૦ ૯૦

ચાર ઘડી ફુલાવેથી ફુલે, જાણે વધ્યું મારૂ કામ;
છેવટ છોછવો થઇ રહે આપો, કપાળમાં ન રે ડામ.
ભાઇ૦ ૯

મારે શેઠીઆ સાથાશી દે પણ, જરા ન રાખવું લક્ષ
ડાહયો સપુતને સમજણોતે, ન તાણે શેઠની પક્ષ.
ભાઇ૦

મીઠું બોલે ને કપટ ખોલે, વાળે પેટની દાઝ;
શેઠીયા ગાળો ભાંડે સાંખે, નહી નફટને લાજ.
ભાઇ૦ ૯૩

કળ કરી છોકરાંને જીવાડે, નહી પ્રભુની ધાક;
ચોડે બેસેને ગુધેડ બેસે, સદાય છાંણુનું નાક.
ભાઇ૦ ૯૪

ફાવતું આવે તેવા ન્યાય બોલે; સરમ નહી લગાર;
જ્યાં ત્યાં લોકની કરે ખરાબી, તડ પાડ્યામાં તૈયાર.
ભાઇ૦ ૨૧

માટે રહીઅત સંપ કરીને, ચલાવો રૂડી રીત;
ચેતો ચેતો સહુ ચાતુર ચેતો, શું થયા આંધળા ભીંત.
ભાઇ૦ ૯૬

આ બધી બીના વાચે કે સુણે, તેથી આવશે જ્ઞાન;
ગાંઠ વાળી લેશે ગુણી હશે તે, ગધેડાને નહી સાન.
ભાઇ૦ ૯૭

આ વાત અત્યારે ધ્યાનમાં બેશે, સમજીને સુખ સાર;
ઘડી કેડે પાછા ભુલી જવાના, ગુમારના ગુમાર.
ભાઇ૦ ૯૮

ડાહ્યો ધણી દલમાં લખી લેશે, સુધારો કરશે કાંક;
નઠારા શેઠને ઠેક ન પહોચાડે, તે રાંડ રૂપી રાંક.
ભાઇ૦ ૯૯

અનેક ઉપાધીના ભરેલા શેઠ, કહેતાં ન આવે પાર;
કુળવાન નારીઓ કેવી રડે છે, તેનો કર વીસ્તાર.
ભાઇ૦ ૧૦૦

# રાગ બીજો.

સારૂ સારૂરે સુરત શેહેર. એ રાગ.

હાય હાયરે બલ્યું આ કુળ, બાપે ક્યાં જોયું;
મારૂં જીવતર થઇ ગયું ધુળ. બાપે ક્યાં જોયું.—ટેક.
નહી રૂપ રંગને નહી દ્રવ્ય રથીતી. નહી નિગા ગુણ જાણરે;
તેવાને કુળ જાણી દીધી, બલ્યાં સગાનાં ભાન. બાપે. ૧
હું ગોરીને કંથ કુળવંતો, નરૂપ કાળો મેસરે;
હું પાતળીને પેઉ પરણેલો. ભાધરવાની ભેંસ. બાપે. ૨
પીહેરમાં પાંચે પકવાનો. પરણ્યાને ઘેર રાબરે;
ભણ્યો બુધવાર બાપ તણો હું. ગણી આપું હીસાબ.
બાપે. ૩
ખાઈ પીને ફરતો ફરે પીટ્યો, જોઇએ ગાંજો ભાગરે;
સીખામણ દેવા જાઉં સારી, તો લેઈ ઉઠે ડાંગ.
બાપે. ૪
સણગારતો સમણામાં દેખું. વસ્ત્રના વાગે વાંસરે;
નાતમાં પીટયો પટલાઈ કરે. જણુવે ડાહ્યા હાંસ. બાપે. ૫
મળે નહી ઘંટીમાં બંટી. ઊખળે નહી કુરકાયરે;
ચુલામાંતો કાઠી માઠી, શું પગ ઘાલું માંય. બાપે. ૬
કણેકીયુ કચરી ખાતાં રહે, અડધ ઉંણી કુખરે;

નાત જમે ત્યાં દાળ ભાત દેખું, ભાગું ભવની ભુખ.
બાપે૦ ૭

ધીના ધંટા ધરમાં વાગે, એવું દારૂણ દુઃખરે;
નાતમાં પહોળી પટલાણી થઉ, એટલું મુજને સુખ.
બાપે૦ ૮

પેહેરામણીમાં પીકદાનીયાંના, વાસણ આવ્યાં હોયરે;
તે ઊટકીને ઘર સોવરાવું, ગ્રહસ્ત ગણે સૌ કોય. બાપે૦ ૯
તમાચે મહો રાતુ રાખું, ફરૂ થઇને ઠીકરે;
તોપણ રડયો મેણાં મારે, બતાવે શોકની બીક. બા૦ ૧૦
કુળ માટે કજોડાં જુએ, વર હોય મુંઢ કે બાળરે;
એવા અન્યા જોઇ દે કન્યા, છેવટ તે છીનાળ. બા૦ ૧૧
સરકાને પણ કુળ દેખી દે, બીજી ઘર જોગ થાયરે;
એટલે મીયાં ઘોરમાં પોઢે, તો રાંડ વટલી જાય. બા૦ ૧૨
એવું અતી અવગુણ કરતું, કુળ કરોડો ઠામરે;
જોઇ જોઇ જર વરને ઘર જુએ, તે ડાહ્યાનું કામ.
બાપે૦ ૧૩

રીત રૂએ કુળવંતી, કરજો સહુ તપાસરે;
ગ ઉપર ધુળ વાળી મુકજો, કહે કવી કાગદાસ. બા૦ ૧૪

## મનહર છંદ.

વાંચી સીખામણ વાળો, કુળ તણો વ્હેમ ટાળો;
ભાળો આ પુસ્તક તેની ખીના ખપે ભાખવી.
ઉંચા ઊંચા કરી કરી, સીદને જાઓછો મરી;
જોડી જોયા વિના કન્યા, કુઆમાં ન નાંખવી.
આટલું જણાવા સારૂ ચિત પરોવ્યું મેં મારૂ;
તેથી શેઠ પટેલીયા, લેસે દાઝ દાખવી.
થશે તેહ કરવાના, ફાંસા ખાઇ મરવાના;
પણ મીત્ર સુધરેલા, તેણે મ્હેર રાખવી.

## છેલી સુચના.

. શેઠાઇ તથા પટલાઇ રહેવાનું કારણ કે નાતની સીલીખ તથા વાંસણો તેમના કબજામાં હોયછે અને નાત નોતરાના દેનારા નોતરીઆ, શેઠોના હુકમમાં હોયછે, નોતરીઆઓને, લુટી ખાવું નાતનું અને જસ બોલ શેઠના જેમ કે ધાન ખાવુ ધણીનું ને ગીત ગાવું વીરા એ પણ મોટી અનીતીછે, બીજું અધર્મી શેઠો તથા લો પોતાના જથામાં ગમે તેવી અનીતી થઇ હોય તો પુછતા ગાછતા નથી અને બીજા કોઇ માણસથી જુજ નીતી થઇ હોય તોપણ તેની ફજેતી કરેછે. આ ઉપરથી શેઠ તથા પટેલોને સુચના આપવામાં આવેછે કે હવેથી હા

વી અનીતી ન કરતાં સત્ય ચાલી પેહેલો પોતાના પગ ઉપર કોહોવાડો મારશો તો જય થશે; નહી તો નખ્ખોદ જશે, બીજા ખાતા ખાસો, ભરતા ભરશો, અનીતીથી નીશ્ચે મરશો; બીજું શેઠ પટેલોનું કેહેવું એમ થાય છે કે સત્ય રાખીએ તો નાત ચાલે નહી પણ તે કેવળ મુરખાઈ ભરેલું છે કારણ કે અશલના રાજાઓ સત્ય ચાલતા તો શું એમનું રાજ નહોતું ચાલતું, એમનું સરવે નાતીલા ભાઈઓ સમજોરે સમજો આમ નહી સમજો તો હાલ તમને વાતે છે આ દશ ધાસ્તુ તમારાં બાળબચ્ચાંઓને વીતશે. આ શેઠો તથા પટેલોનું કેહેવું એમ થાય છે કે ગમે એટલી અમારી ફજેતી કરો તો પણ હમે છીએ તે છીએ, માટે સરવે ચેતો એજ શેઠને સલામછે પટેલને પ્રણામછે

ધારના રામ બોલો ભાઈ રામબોલો.

તા ૧ માહે અગસ્ટ સને ૧૮૮૨.



ટળો નાતનો શેઠ. ફેર બાજુ કે ગણે;
ટળો નાતનો શેઠ, સહું શીર આળો નાખે;
ટળો નાતનો શેઠ, રાંકને દાબી મારે;
ટળો નાતનો શેઠ, હરામી હરવું ધારે;
ટળોને શેઠ પટેલીઆ; દેશે દુતી આયછે;
દીકરા દાબ્યા રહે નહી, જડામુળથી જાયછે.